એમ ભાસવાથી ( તે વચન ) કહ્યાં છે; એમ સદ્ગુરુનાં વચનનો આશય છે. ) ૯૭.

**કર્મભાવ અજ્ઞાન છે,**
**મોક્ષભાવ નિજવાસ;**
**અંધકાર અજ્ઞાન સમ,**
**નાશે જ્ઞાનપ્રકાશ. ૯૮.**

**અર્થઃ**—કર્મભાવ છે તે જીવનું અજ્ઞાન છે અને મોક્ષભાવ છે તે જીવના પોતાના સ્વરૂપને વિષે સ્થિતિ થવી તે છે. અજ્ઞાનનો સ્વભાવ અંધકાર જેવો છે. તેથી જેમ પ્રકાશ થતાં ઘણાં કાળનો અંધકાર છતાં નાશ પામે છે, તેમ જ્ઞાનપ્રકાશ થતાં અજ્ઞાન પણ નાશ પામે છે. ૯૮.

**જે જે કારણ બંધનાં,**
**તેહ બંધનો પંથ;**

**તે કારણ છેદક દશા,**
**મોક્ષપંથ ભવઅંત. ૯૯.**

**અર્થ:**-જે જે કારણો કર્મબંધનાં છે, તે તે કર્મબંધનો માર્ગ છે; અને તે તે કારણોને છેદે એવી જે દશા છે તે મોક્ષનો માર્ગ છે, ભવનો અંત છે. ૯૯.

**રાગ, દ્વેષ, અજ્ઞાન એ,**
**મુખ્ય કર્મની ગ્રંથ;**
**થાય નિવૃત્તિ જેહથી,**
**તે જ મોક્ષનો પંથ. ૧૦૦.**

**અર્થ:**-રાગ, દ્વેષ અને અજ્ઞાન એનું એકત્વ એ કર્મની મુખ્ય ગાંઠ છે; અર્થાત્ એ વિના કર્મનો બંધ ન થાય; તેની જેથી નિવૃત્તિ થાય તે જ મોક્ષનો માર્ગ છે. ૧૦૦.

**આત્મા સત્ ચૈતન્યમય.**
**સર્વાભાસરહિત;**

**જેથી કેવળ પામિયે,**
**મોક્ષપંથ તે રીત. ૧૦૧.**

**અર્થ:**-'સત્' એટલે 'અવિનાશી', અને 'ચૈતન્યમય' એટલે 'સર્વભાવને પ્રકાશવારૂપ સ્વભાવમય', 'અન્ય સર્વ વિભાવ અને દેહાદિ સંયોગના આભાસથી રહિત એવો,' 'કેવળ' એટલે 'શુદ્ધ આત્મા' પામિયે, તેમ પ્રવર્તાય તે મોક્ષમાર્ગ છે. ૧૦૧.

**કર્મ અનંત પ્રકારનાં,**
**તેમાં મુખ્યે આઠ;**
**તેમાં મુખ્યે મોહિનીય,**
**હણાય તે કહું પાઠ. ૧૦૨.**

**અર્થ:**-કર્મ અનંત પ્રકારનાં છે, પણ તેના મુખ્ય જ્ઞાનાવરણાદિ આઠ પ્રકાર થાય છે. તેમાં

પણ મુખ્ય મોહનીયકર્મ છે. તે મોહનીયકર્મ હણાય તેનો પાઠ કહું છું. ૧૦૨.

**કર્મ મોહિનિય ભેદ બે,**
**દર્શન ચારિત્ર નામ;**
**હણે બોધ વીતરાગતા,**
**અચૂક ઉપાય આમ. ૧૦૩.**

**અર્થઃ**—તે મોહનીય કર્મ બે ભેદે છેઃ—એક 'દર્શનમોહનીય' એટલે 'પરમાર્થને વિષે અપરમાર્થબુદ્ધિ અને અપરમાર્થને વિષે પરમાર્થબુદ્ધિરૂપ' બીજી 'ચારિત્રમોહનીય.' 'તથારૂપ પરમાર્થને પરમાર્થ જાણીને આત્મસ્વભાવમાં જે સ્થિરતા થાય, તે સ્થિરતાને રોધક એવા પૂર્વસંસ્કારરૂપ કષાય અને નોકષાય' તે ચારિત્રમોહનીય.

દર્શનમોહનીયને આત્મબોધ, અને ચારિત્રમોહનીયને વીતરાગપણું નાશ કરે છે. આમ

તેના અચૂક ઉપાય છે, કેમકે મિથ્યાબોધ તે દર્શનમોહનીય છે; તેનો પ્રતિપક્ષ સત્યાત્મબોધ છે; અને ચારિત્રમોહનીય રાગાદિક પરિણામરૂપ છે. તેનો પ્રતિપક્ષ વીતરાગભાવ છે. એટલે અંધકાર જેમ પ્રકાશ થવાથી નાશ પામે છે,—તે તેનો અચૂક ઉપાય છે,—તેમ બોધ અને વીતરાગતા અનુક્રમે દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયરૂપ અંધકાર ટાળવામાં પ્રકાશસ્વરૂપ છે; માટે તે તેનો અચૂક ઉપાય છે. ૧૦૩.

**કર્મબંધ ક્રોધાદિથી,**
**હણે ક્ષમાદિક તેહ;**
**પ્રત્યક્ષ અનુભવ સર્વને,**
**એમાં શો સંદેહ? ૧૦૪.**

**અર્થ:**—ક્રોધાદિ ભાવથી કર્મબંધ થાય છે, અને ક્ષમાદિક ભાવથી તે હણાય છે; અર્થાત્ ક્ષમા

રાખવાથી ક્રોધ રોકી શકાય છે, સરળતાથી માયા રોકી શકાય છે, સંતોષથી લોભ રોકી શકાય છે, એમ રતિ-અરતિ આદિના પ્રતિપક્ષથી તે તે દોષો રોકી શકાય છે, તે જ કર્મબંધનો નિરોધ છે; અને તે જ તેની નિવૃત્તિ છે. વળી સર્વને આ વાતનો પ્રત્યક્ષ અનુભવ છે, અથવા સર્વને પ્રત્યક્ષ અનુભવ થઈ શકે એવું છે. ક્રોધાદિ રોક્યાં રોકાય છે, અને જે કર્મબંધને રોકે છે, તે અકર્મદશાનો માર્ગ છે. એ માર્ગ પરલોકે નહીં, પણ અત્રે અનુભવમાં આવે છે, તો એમાં સંદેહ શો કરવો? ૧૦૪.

**છોડી મત દર્શનતણો,**
**આગ્રહ તેમ વિકલ્પ;**
**કહ્યો માર્ગ આ સાધશે,**
**જન્મ તેહના અલ્પ. ૧૦૫**

**અર્થ**:—આ મારો મત છે, માટે મારે વળગી જ રહેવું, અથવા આ મારું દર્શન છે, માટે ગમે તેમ મારે તે સિદ્ધ કરવું એવો આગ્રહ અથવા એવા વિકલ્પને છોડીને આ જે માર્ગ કહ્યો છે, તે સાધશે, તેના અલ્પ જન્મ જાણવા.

( અહીં 'જન્મ' શબ્દ બહુવચનમાં વાપર્યો છે, તે એટલું જ દર્શાવવાને કે ક્વચિત્ તે સાધન અપૂરાં રહ્યાં તેથી, અથવા જઘન્ય કે મધ્યમ પરિણામની ધારાથી આરાધન થયાં હોય, તેથી સર્વ કર્મ ક્ષય થઈ ન શકવાથી બીજો જન્મ થવાનો સંભવ છે; પણ તે બહુ નહીં; બહુ જ અલ્પ. 'સમકિત આવ્યા પછી જો વમે નહીં, તો ઘણામાં ઘણા પંદર ભવ થાય. એમ જિને કહ્યું છે.' અને 'જે ઉત્કૃષ્ટપણે આરાધે

તેનો તે ભવે પણ મોક્ષ થાય;' અત્રે તે વાતનો વિરોધ નથી. ) ૧૦૫.

ષટ્પદનાં ષટ્પ્રશ્ન તેં,
પૂછ્યાં કરી વિચાર;
તે પદની સર્વાંગતા,
મોક્ષમાર્ગ નિરધાર. ૧૦૬.

**અર્થ**:—હે શિષ્ય! તેં ૭ પદનાં ૭ પ્રશ્નો વિચાર કરીને પૂછ્યાં છે, અને તે પદની સર્વાંગતામાં મોક્ષમાર્ગ છે, એમ નિશ્ચય કર. અર્થાત્ એમાનું કોઈ પણ પદ એકાંતે કે અવિચારથી ઉત્થાપતાં મોક્ષમાર્ગ સિદ્ધ થતો નથી. ૧૦૬.

જાતિ વેષનો ભેદ નહિ,
કહ્યો માર્ગ જો હોય;
સાધે તે મુક્તિ લહે,
એમાં ભેદ ન કોય. ૧૦૭.

**અર્થઃ**–જે મોક્ષનો માર્ગ કહ્યો તે હોય તો ગમે તે જાતિ કે વેષથી મોક્ષ થાય, એમાં કંઈ ભેદ નથી. જે સાધે તે મુક્તિપદ પામે; અને તે મોક્ષમાં પણ બીજા કશા પ્રકારનો ઊંચનીચત્વાદિ ભેદ નથી; અથવા આ વચન કહ્યાં તેમાં બીજો કંઈ ભેદ એટલે ફેર નથી. ૧૦૭.

**કષાયની ઉપશાંતતા,**
**માત્ર મોક્ષ અભિલાષ;**
**ભવે ખેદ અંતર્ દયા,**
**તે કહિયે જિજ્ઞાસ. ૧૦૮.**

**અર્થઃ**–ક્રોધાદિ કષાય જેના પાતળા પડ્યા છે, માત્ર આત્માને વિષે મોક્ષ થવા સિવાય બીજી કોઈ ઇચ્છા નથી, અને સંસારના ભોગપ્રત્યે ઉદાસીનતા વર્ત્તે છે; તેમ જ પ્રાણીપર અંતરથી

દયા વર્ત્તે છે, તે જીવને મોક્ષમાર્ગનો જિજ્ઞાસુ કહીએ, અર્થાત્ તે માર્ગ પામવાયોગ્ય કહીએ. ૧૦૮.

**તે જિજ્ઞાસુ જીવને,**
**થાય સદ્‌ગુરુબોધ;**
**તો પામે સમકીતને,***
**વર્ત્તે અંતરશોધ. ૧૦૯.**

**અર્થ**:—તે જિજ્ઞાસુ જીવને જો સદ્‌ગુરુનો ઉપ-

*૧. આપ્ત પુરુષના વચનની પ્રતીતિ રૂપ, આજ્ઞાની અપૂર્વ રુચિરૂપ, સ્વચ્છંદનિરોધપણે આપ્ત પુરુષની ભક્તિ રૂપ એ પ્રથમ સમકિત કહ્યું છે.

૨. પરમાર્થની સ્પષ્ટ અનુભવાંશે પ્રતીતિ તે સમકિતનો બીજો પ્રકાર કહ્યો છે.

૩. નિર્વિકલ્પ પરમાર્થ અનુભવ તે સમકિતનો ત્રીજો પ્રકાર કહ્યો છે.

દેશ પ્રાપ્ત થાય તો તે સમકિતને પામે, અને અંતરની શોધમાં વર્ત્તે. ૧૦૯.

**મત દર્શન આગ્રહ તજી,**
**વર્ત્તે સદ્ગુરુલક્ષ;**

---

પહેલું સમકિત બીજા સમકિતનું કારણ છે. બીજું સમકિત ત્રીજા સમકિતનું કારણ છે. ત્રણે સમકિત વીતરાગ પુરુષે માન્ય કર્યાં છે. ત્રણે સમકિત ઉપાસવાયોગ્ય છે, સત્કાર કરવાયોગ્ય છે, ભક્તિ કરવાયોગ્ય છે.

ત્રણે સમકિતમાંથી ગમે તે સમકિત પામ્યાથી જીવ વધારેમાં વધારે પંદર ભવે મોક્ષ પામે. જઘન્ય તે ભવે પણ મોક્ષ થાય; અને જો તે સમકિત વમે, તો વધારેમાં વધારે અર્ધપુદ્ગલપરાવર્તનકાળ-સુધી સંસાર પરિભ્રમણ કરીને પણ મોક્ષ પામે.

**લહે શુદ્ધ સમકિત તે,**
**જેમાં ભેદ ન પક્ષ. ૧૧૦.**

**અર્થ:**–મત અને દર્શનનો આગ્રહ છોડી દઈ સમકિત પામ્યા પછી વધારેમાં વધારે અર્ધપુદ્ગલપરાવર્તન સંસાર હોય.

ભગવત્ તીર્થંકરના નિર્ગ્રંથ–નિર્ગ્રંથિનીઓ, શ્રાવક તથા શ્રાવિકાઓ કંઈ સર્વને જીવાજીવનું જ્ઞાન હતું તેથી તેને સમકિત કહ્યું છે, એવો સિદ્ધાંતનો અભિપ્રાય નથી. તેમાંથી કેંક જીવોને તીર્થંકર સાચા પુરુષ છે, સાચા મોક્ષમાર્ગના ઉપદેષ્ટા છે, જેમ તે કહે છે તેમ જ મોક્ષમાર્ગ છે એવી પ્રતીતિથી, એવી રુચિથી અને શ્રીતીર્થંકરના આશ્રયથી–નિશ્ચયથી–સમકિત કહ્યું છે. એવી પ્રતીતિ એવી રુચિ અને એવા આશ્રયનો

જે સદ્‌ગુરુને લક્ષે વર્તે, તે શુદ્ધ સમકિતને પામે કે જેમાં ભેદ તથા પક્ષ નથી. ૧૧૦.

**વર્ત્તે નિજસ્વભાવનો,**
**અનુભવ લક્ષ પ્રતીત;**

તથા આજ્ઞાનો નિશ્ચય છે તે પણ એક પ્રકારે જીવાજીવના જ્ઞાનસ્વરૂપ છે. પુરુષ સાચા છે; અને તેની પ્રતીતિ પણ સાચી આવી છે કે જેમ આ પરમકૃપાળુ કહે છે તેમ જ મોક્ષ માર્ગ છે, તેમ જ મોક્ષ માર્ગ હોય, તે પુરુષના લક્ષણાદિ પણ વીતરાગપણાની સિદ્ધિ કરે છે. જે વીતરાગ હોય, તે પુરુષ યથાર્થ વક્તા હોય અને તે જ પુરુષની પ્રતીતિએ મોક્ષમાર્ગ સ્વીકારવાયોગ્ય હોય એવી સુવિચારણા તે પણ એક પ્રકારનું ગૌણતાએ જીવાજીવનું જ જ્ઞાન છે. તે પ્રતીતિથી

**વૃત્તિ વહે નિજભાવમાં,**
**પરમાર્થે સમકીત. ૧૧૧.**

**અર્થ**:-આત્મસ્વભાવનો જ્યાં અનુભવ, લક્ષ, અને પ્રતીત વર્તે છે, તથા વૃત્તિ આત્માના સ્વભાવમાં વહે છે, ત્યાં પરમાર્થે સમકિત છે. ૧૧૧.

---

તે રુચિથી અને તે આશ્રયથી પછી સ્પષ્ટ, વિસ્તારસહિત જીવાજીવનું જ્ઞાન અનુક્રમે થાય છે. તથારૂપ પુરુષની આજ્ઞા ઉપાસવાથી રાગ, દ્વેષનો ક્ષય થઈ વીતરાગદશા થાય છે. તથારૂપ સત્પુરુષના પ્રત્યક્ષ યોગ વિના એ સમકિત આવવું કઠણ છે. તેવા પુરુષના વચનરૂપ શાસ્ત્રથી કોઈક પૂર્વે આરાધિક હોય એવા જીવને સમકિત થવું સંભવે છે; અથવા કોઈ એક આચાર્ય પ્રત્યક્ષપણે તે વચનના હેતુથી કોઈક જીવને સમકિત પ્રાપ્ત કરાવે છે.

**વર્દ્ધમાન સમકીત થઈ,**
**ટાળે મિથ્યાભાસ;**
**ઉદય થાય ચારિત્રનો,**
**વીતરાગપદ વાસ. ૧૧૨.**

**અર્થ**:–તે સમકિત વધતી જતી ધારાથી હાસ્ય–શોકાદિ જે કંઈ આત્માને વિષે મિથ્યાભાસ ભાસ્યા છે તેને ટાળે, અને સ્વભાવ સમાધિરૂપ ચારિત્રનો ઉદય થાય. જેથી સર્વ રાગદ્વેષના ક્ષયરૂપ વીતરાગપદમાં સ્થિતિ થાય. ૧૧૨.

**કેવળ નિજસ્વભાવનું,**
**અખંડ વર્તે જ્ઞાન;**
**કહિયે કેવળજ્ઞાન તે,**
**દેહ છતાં નિર્વાણ. ૧૧૩.**

**અર્થ**:–સર્વ આભાસરહિત આત્મસ્વભાવનું

જ્યાં અખંડ એટલે ક્યારે પણ ખંડિત ન થાય, મંદ ન થાય, નાશ ન પામે એવું જ્ઞાન વર્ત્તે તેને કેવળજ્ઞાન કહીએ છીએ. જે કેવળજ્ઞાન પામ્યાથી ઉત્કૃષ્ટ જીવન્મુક્તદશારૂપ નિર્વાણ, દેહ છતાં જ અત્રે અનુભવાય છે. ૧૧૩.

**કોટિ વર્ષનું સ્વપ્ન પણ,**
**જાગ્રત થતાં શમાય;**
**તેમ વિભાવ અનાદિનો,**
**જ્ઞાન થતાં દૂર થાય. ૧૧૪.**

**અર્થ:**–કરોડો વર્ષનું સ્વપ્ન હોય તોપણ જાગ્રત થતાં તરત તે શમાય છે, તેમ અનાદિનો વિભાવ છે તે આત્મજ્ઞાન થતાં દૂર થાય છે. ૧૧૪.

**છૂટે દેહાધ્યાસ તો,**
**નહિ કર્ત્તા તું કર્મ;**

**નહિ ભોક્તા તું તેહનો,**
**એ જ ધર્મનો મર્મ. ૧૧૫.**

**અર્થઃ**—હે શિષ્ય ! દેહમાં જે આત્મતા મનાઈ છે, અને તેને લીધે સ્ત્રી પુત્રાદિ સર્વમાં અહં-મમત્વપણું વર્ત્તે છે, તે આત્મતા જો આત્મામાં જ મનાય, અને તે દેહાધ્યાસ એટલે દેહમાં આત્મબુદ્ધિ તથા આત્મામાં દેહબુદ્ધિ છે તે છૂટે, તો તે કર્મનો કર્ત્તા પણ નથી, અને ભોક્તા પણ નથી. અને એ જ ધર્મનો મર્મ છે. ૧૧૫.

**એ જ ધર્મથી મોક્ષ છે,**
**તું છો મોક્ષસ્વરૂપ;**
**અનંત દર્શન જ્ઞાન તું,**
**અવ્યાબાધ સ્વરૂપ. ૧૧૬.**

**અર્થઃ**— એ જ ધર્મથી મોક્ષ છે, અને તું જ

મોક્ષસ્વરૂપ છો; અર્થાત્ શુદ્ધ આત્મપદ એ જ મોક્ષ છે. તું અનંત-જ્ઞાન-દર્શન તથા અવ્યાબાધ સુખસ્વરૂપ છો. ૧૧૬.

**શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન,**
**સ્વયંજ્યોતિ સુખધામ;**
**બીજું કહિયે કેટલું ?**
**કર વિચાર તો પામ. ૧૧૭.**

**અર્થ:**—તું દેહાદિક સર્વ પદાર્થથી જુદો છે, કોઈમાં આત્મદ્રવ્ય ભળતું નથી. કોઈ તેમાં ભળતું નથી, દ્રવ્યે દ્રવ્ય પરમાર્થથી સદાય ભિન્ન છે, માટે તું શુદ્ધ છો, બોધસ્વરૂપ છો, ચૈતન્યપ્રદેશાત્મક છો; સ્વયંજ્યોતિ છો એટલે કોઈપણ તને પ્રકાશતું નથી, સ્વભાવે જ તું પ્રકાશસ્વરૂપ છો; અને અવ્યાબાધ સુખનું ધામ

છો, બીજું કેટલું કહીએ? અથવા ઘણું શું કહેવું? ટૂંકામાં એટલું જ કહીએ છીએ, જો વિચાર કર તો તે પદને પામીશ. ૧૧૭.

**નિશ્ચય સર્વે જ્ઞાનીનો,**
**આવી અત્ર શમાય;**
**ધરી મૌનતા એમ કહ્યો,**
**સહજસમાધિ માંય. ૧૧૮.**

**અર્થઃ**-સર્વે જ્ઞાનીઓનો નિશ્ચય અત્રે આવીને શમાય છે; એમ કહીને સદ્ગુરુ મૌનતા ધરીને સહજસમાધિમાં સ્થિત થયા, અર્થાત્ વાણી-યોગની અપ્રવૃત્તિ કરી. ૧૧૮.

## શિષ્યબોધબીજપ્રાપ્તિ.

**સદ્ગુરુના ઉપદેશથી,**
**આવ્યું અપૂર્વ ભાન;**

**નિજપદ નિજ માંહી લહ્યું,**

**દૂર થયું અજ્ઞાન. ૧૧૯.**

**અર્થઃ**-શિષ્યને સદ્‌ગુરુના ઉપદેશથી અપૂર્વ એટલે પૂર્વે કોઈ દિવસ નહીં આવેલું એવું ભાન આવ્યું, અને તેને પોતાનું સ્વરૂપ પોતાને વિષે યથાતથ્ય ભાસ્યું, અને દેહાત્મબુદ્ધિરૂપ અજ્ઞાન દૂર થયું. ૧૧૯.

**ભાસ્યું નિજસ્વરૂપ તે,**

**શુદ્ધ ચેતનારૂપ;**

**અજર, અમર, અવિનાશિ ને,**

**દેહાતીત સ્વરૂપ. ૧૨૦.**

**અર્થઃ**-પોતાનું સ્વરૂપ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ-અજર, અમર, અવિનાશી અને દેહથી સ્પષ્ટ જુદું ભાસ્યું. ૧૨૦.

કર્ત્તા ભોક્તા કર્મનો,
વિભાવ વર્ત્તે જ્યાંય;
વૃત્તિ વહી નિજભાવમાં,
થયો અકર્ત્તા ત્યાંય. ૧૨૧.

**અર્થ**:-જ્યાં વિભાવ એટલે મિથ્યાત્વ વર્ત્તે છે, ત્યાં મુખ્ય નયથી કર્મનું કર્ત્તાપણું અને ભોક્તાપણું છે; આત્મસ્વભાવમાં વૃત્તિ વહી તેથી અકર્ત્તા થયો. ૧૨૧,

અથવા નિજપરિણામ જે,
શુદ્ધચેતનારૂપ;
કર્ત્તા ભોક્તા તેહનો,
નિર્વિકલ્પસ્વરૂપ. ૧૨૨.

**અર્થ**:-અથવા આત્મપરિણામ જે શુદ્ધ ચેત-

ન્યસ્વરૂપ છે, તેનો નિર્વિકલ્પસ્વરૂપે કર્ત્તા, ભોક્તા થયો. ૧૨૨.

મોક્ષ કહ્યો નિજશુદ્ધતા,
તે પામે તે પંથ;
સમજાવ્યો સંક્ષેપમાં,
સકળ માર્ગ નિર્ગ્રંથ. ૧૨૩.

અર્થ:-આત્માનું શુદ્ધપદ છે તે મોક્ષ છે, અને જેથી તે પમાય તે તેનો માર્ગ છે. શ્રી સદ્ગુરુએ કૃપા કરીને નિર્ગ્રંથનો સર્વ માર્ગ સમજાવ્યો. ૧૨૩.

અહો ! અહો ! શ્રી સદ્ગુરુ,
કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો,
અહો ! અહો ! ઉપકાર. ૧૨૪.

**અર્થ:**—અહો! અહો! કરુણાના અપાર સમુદ્ર-સ્વરૂપ આત્મલક્ષ્મીએ યુક્ત સદ્‌ગુરુ, આપ પ્રભુએ આ પામર જીવ પર આશ્ચર્યકારક એવો ઉપકાર કર્યો. ૧૨૪.

**શું પ્રભુચરણ કને ધરૂં?**
**આત્માથી સૌ હીન;**
**તે તો પ્રભુએ આપિયો,**
**વર્તું ચરણાધીન. ૧૨૫.**

**અર્થ:**—હું પ્રભુના ચરણ આગળ શું ધરૂં? (સદ્‌ગુરુ તો પરમ નિષ્કામ છે; એક નિષ્કામ કરુણાથી માત્ર ઉપદેશના દાતા છે, પણ શિષ્ય-ધર્મે શિષ્યે આ વચન કહ્યું છે.) જે જે જગત્‌માં પદાર્થ છે, તે સૌ આત્માની અપેક્ષાએ નિર્મૂલ્ય જેવા છે, તે આત્મા તો જેણે આપ્યો

તેના ચરણસમીપે હું બીજું શું ધરૂં ? એક પ્રભુના ચરણને આધીન વર્ત્તું, એટલું માત્ર ઉપચારથી કરવાને હું સમર્થ છું. ૧૨૫.

**આ દેહાદિ આજથી,**
**વર્ત્તો પ્રભુ આધીન;**
**દાસ દાસ હું દાસ છું,**
**તેહ પ્રભુનો દીન. ૧૨૬.**

**અર્થઃ**—આ દેહ આદિ શબ્દથી જે કંઈ મારૂં ગણાય છે, તે આજથી કરીને સદ્ગુરુ પ્રભુને આધીન વર્ત્તો, હું તેહ પ્રભુનો દાસ છું, દાસ છું, દીન દાસ છું, ૧૨૬.

**ષટ્ સ્થાનક સમજાવીને,**
**ભિન્ન બતાવ્યો આપ;**

**મ્યાનથકી તરવારવત્,**

**એ ઉપકાર અમાપ. ૧૨૭.**

**અર્થ**:—છએ સ્થાનક સમજાવીને હે સદ્દગુરુ દેવ ! આપે દેહાદિથી આત્માને, જેમ મ્યાનથી તરવાર જુદી કાઢીને બતાવીએ તેમ સ્પષ્ટ જુદો બતાવ્યો; આપે મપાઈ શકે નહીં એવો ઉપકાર કર્યો. ૧૨૭.*

---

*** શ્રી સુભાગ્ય ને શ્રી અચળ,**

**આદિ મુમુક્ષુ કાજ;**

**તથા ભવ્ય હિત કારણે,**

**કહ્યો બોધ સુખસાજ.**

શ્રી સૌભાગ્ય અને શ્રી અચળ (ડુંગર) આદિ મુમુક્ષુ અને ભવ્ય જીવોના હિતના કારણે આ બોધરૂપ **'આત્મસિદ્ધિ'** શ્રીમદે રચી હતી એમ ઉપરના પદથી જાણી શકાય છે. —સંશોધક.

## ઉપસંહાર.

દર્શન ષટે શમાય છે,
આ ષટ્ સ્થાનક માંહિ;
વિચારતાં વિસ્તારથી,
સંશય રહે ન કાંઈ. ૧૨૮.

અર્થઃ—છએ દર્શન આ છ સ્થાનકમાં શમાય છે. વિશેષકરીને વિચારવાથી કોઈ પણ પ્રકારનો સંશય રહે નહીં. ૧૨૮.

આત્મભ્રાંતિસમ રોગ નહિ,
સદ્ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુઆજ્ઞાસમ પથ્ય નહિ,
ઔષધ વિચાર ધ્યાન. ૧૨૯.

અર્થઃ—આત્માને પોતાના સ્વરૂપનું ભાન નહીં એવો બીજો કોઈ રોગ નથી, સદ્ગુરુ જેવા

તેના કોઈ સાચા અથવા નિપુણ વૈદ્ય નથી, સદ્‌ગુરુઆજ્ઞાએ ચાલવા સમાન બીજું કોઈ પથ્ય નથી, અને વિચાર તથા નિદિધ્યાસન જેવું કોઈ તેનું ઔષધ નથી. ૧૨૯.

**જો ઇચ્છો પરમાર્થ તો,**
**કરો સત્ય પુરુષાર્થ;**
**ભવસ્થિતિ આદિ નામ લઈ,**
**છેદો નહિ આત્માર્થ. ૧૩૦.**

અર્થઃ—જો પરમાર્થને ઇચ્છતા હો, તો સાચો પુરુષાર્થ કરો, અને ભવસ્થિતિ આદિનું નામ લઈને આત્માર્થને છેદો નહીં. ૧૩૦.

**નિશ્ચયવાણી સાંભળી,**
**સાધન તજવાં નોય;**
**નિશ્ચય રાખી લક્ષમાં,**
**સાધન કરવાં સોય. ૩૧.**

**અર્થ**:—આત્મા અબંધ છે, અસંગ છે, સિદ્ધ છે, એવી નિશ્ચયમુખ્ય વાણી સાંભળીને સાધન તજવાં યોગ્ય નથી. પણ તથારૂપ નિશ્ચય લક્ષમાં રાખી સાધન કરીને તે નિશ્ચયસ્વરૂપ પ્રાપ્ત કરવું. ૧૩૧.

***નય નિશ્ચય એકાંતથી,**
**આમાં નથી કહેલ;**
**એકાંતે વ્યવહાર નહિ,**
**બન્ને સાથ રહેલ. ૧૩૨.**

**અર્થ**:—અત્રે એકાંતે નિશ્ચયનય કહ્યો નથી, અથવા એકાંતે વ્યવહારનય કહ્યો નથી; બેય જ્યાં જ્યાં જેમ ઘટે તેમ સાથે રહ્યાં છે. ૧૩૨.

**ગચ્છમતની જે કલ્પના,**
**તે નહિ સદ્વ્યવહાર;**

*જુઓ આ પદની ટીકા માટે પૃષ્ઠ ૧૭ ની ફૂટનોટ.

**ભાન નહીં નિજરૂપનું,**
**તે નિશ્ચય નહીં સાર. ૧૩૩.**

અર્થઃ-ગચ્છમતની કલ્પના છે તે સદ્‌વ્યવહાર નથી, પણ (પદ ૩૮, ૧૦૮ માં) આત્માર્થીના લક્ષણમાં કહી તે દશા અને મોક્ષોપાયમાં જિજ્ઞાસુનાં લક્ષણ આદિ કહ્યાં ને સદ્‌વ્યવહાર છે; જે અત્રે તો સંક્ષેપમાં કહેલ છે. પોતાના સ્વરૂપનું ભાન નથી, અર્થાત્ જેમ દેહ અનુભવમાં આવે છે, તેવા આત્માનો અનુભવ થયો નથી, દેહાધ્યાસ વર્તે છે, અને જે વૈરાગ્યાદિ સાધન પામ્યા વિના નિશ્ચય પોકાર્યા કરે છે, તે નિશ્ચય સારભૂત નથી. ૧૩૩.

**આગળ જ્ઞાની થઈ ગયા.**
**વર્તમાનમાં હોયઃ**
**થાશે કાળ ભવિષ્યમાં,**
**માર્ગભેદ નહિ કોય. ૧૩૪.**

**અર્થ**:—ભૂતકાળમાં જે જ્ઞાનીપુરુષો થઈ ગયા છે. વર્ત્તમાનકાળમાં જે છે, અને ભવિષ્યકાળમાં થશે, તેને કોઇને માર્ગનો ભેદ નથી, અર્થાત્ પરમાર્થે તે સૌનો એક માર્ગ છે; અને તેને પ્રાપ્ત કરવાયોગ્ય વ્યવહાર પણ તે જ પરમાર્થસાધકરૂપે દેશ કાળાદિને લીધે ભેદ કહ્યો હોય છતાં એક ફળ ઉત્પન્ન કરનાર હોવાથી તેમાં પણ પરમાર્થે ભેદ નથી.* ૧૩૪.

**સર્વ જીવ છે સિદ્ધસમ,**
**જે સમજે તે થાય;**
**સદ્‌ગુરુઆજ્ઞા જિનદશા,**
**નિમિત્ત કારણ માંય. ૧૩૫.**

**અર્થ**:—સર્વ જીવને વિષે સિદ્ધ સમાન સત્તા છે, પણ તે તો જે સમજે તેને પ્રગટ થાય. તે

*જુઓ આંક ૪૬. શ્રીમદ્ રાજચંદ્ર. [પ. આવૃતિ.]

પ્રગટ થવામાં સદ્ગુરુની આજ્ઞાથી પ્રવર્તવું, તથા સદ્ગુરુએ ઉપદેશેલી એવી જિનદશાનો વિચાર કરવો, તે બેય નિમિત્ત કારણ છે. ૧૩૫.

ઉપાદાનનું નામ લઈ,
એ જે તજે નિમિત્ત;
પામે નહિ સિદ્ધત્વને,
રહે ભ્રાંતિમાં સ્થિત. ૧૩૬.

**અર્થ**:—સદ્ગુરુઆજ્ઞા આદિ તે આત્મસાધનનાં નિમિત્ત કારણ છે, અને આત્માનાં જ્ઞાન દર્શનાદિ ઉપાદાન કારણ છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે; તેથી ઉપાદાનનું નામ લઈને કોઈ તે નિમિત્તને તજશે તે સિદ્ધપણાને નહીં પામે, અને ભ્રાંતિમાં વર્ત્યા કરશે, કેમકે સાચા નિમિત્તના નિષેધાર્થે તે ઉપાદાનની વ્યાખ્યા શાસ્ત્રમાં

કહી નથી, પણ ઉપાદાન અજાગ્રત રાખવાથી તારું સાચા નિમિત્ત મળ્યા છતાં કામ નહીં થાય, માટે સાચા નિમિત્ત મળ્યે તે નિમિત્તને અવલંબીને ઉપાદાન સન્મુખ કરવું, અને પુરુષાર્થરહિત ન થવું, એવો શાસ્ત્રકારે કહેલી તે વ્યાખ્યાનો પરમાર્થ છે. ૧૩૬.

**મુખથી જ્ઞાન કથે અને,**
**અંતર્ છૂટ્યો ન મોહ;**
**તે પામર પ્રાણી કરે,**
**માત્ર જ્ઞાનીનો દ્રોહ. ૧૩૭.**

**અર્થ**:–મુખથી નિશ્ચયમુખ્ય વચનો કહે છે, પણ અંતરથી પોતાને જ મોહ છૂટયો નથી, એવા પામર પ્રાણી માત્ર જ્ઞાની કહેવરાવવાની કામનાએ સાચા જ્ઞાનીપુરુષનો દ્રોહ કરે છે. ૧૩૭.

દયા, શાંતિ, સમતા, ક્ષમા,
સત્ય, ત્યાગ, વૈરાગ્ય;
હોય મુમુક્ષુ ઘટવિષે,
એહ સદાય સુજાગ્ય. ૧૩૮.

**અર્થ:**—દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ અને વૈરાગ્ય એ ગુણો મુમુક્ષુના ઘટમાં સદાય સુજાગ્ય એટલે જાગ્રત હોય; અર્થાત્ એ ગુણો-વિના તો મુમુક્ષુપણું પણ ન હોય. ૧૩૮.

મોહભાવ ક્ષય હોય જ્યાં,
અથવા હોય પ્રશાંત;
તે કહિયે જ્ઞાનીદશા,
બાકી કહિયે ભ્રાંત. ૧૩૯.

**અર્થ:**—મોહભાવનો જ્યાં ક્ષય થયો હોય, અથવા જ્યાં મોહદશા બહુ ક્ષીણ થઈ હોય, ત્યાં જ્ઞાનીના

દશા કહીએ, અને બાકી તો જેણે પોતામાં જ્ઞાન માની લીધું છે, તેને ભ્રાંતિ કહીએ. ૧૩૯.

સકળ જગત્ તે એઠવત્,
અથવા સ્વપ્નસમાન;
તે કહિયે જ્ઞાનીદશા,
બાકી વાચાજ્ઞાન. ૧૪૦.

**અર્થ**:—સમસ્ત જગત્ જેણે એઠ જેવું જાણ્યું છે, અથવા સ્વપ્નજેવું જગત્ જેને જ્ઞાનમાં વર્તે છે તે જ્ઞાનીની દશા છે, બાકી માત્ર વાચાજ્ઞાન એટલે કહેવા માત્ર જ્ઞાન છે. ૧૪૦.

સ્થાનક પાંચ વિચારીને,
છઠ્ઠે વર્તે જેહ;
પામે સ્થાનક પાંચમું,
એમાં નહિ સંદેહ. ૧૪૧.

**અર્થ**:—પાંચે સ્થાનકને વિચારીને જે છઠ્ઠે સ્થાનકે વર્ત્તે, એટલે તે મોક્ષના જે ઉપાય કહ્યા છે તેમાં પ્રવર્ત્તે તે પાંચમું સ્થાનક એટલે મોક્ષપદ તેને પામે. ૧૪૧.

**દેહ છતાં જેની દશા,**
**વર્ત્તે દેહાતીત;**
**તે જ્ઞાનીના ચરણમાં,**
**હો વંદન અગણિત! ૧૪૨.**

**અર્થ**:—પૂર્વપ્રારબ્ધયોગથી જેને દેહ વર્ત્તે છે, પણ તે દેહથી અતીત એટલે દેહાદિની કલ્પનારહિત આત્મામય જેની દશા વર્ત્તે છે, તે જ્ઞાનીપુરુષના ચરણકમળમાં અગણિત વાર વંદન હો !× ૧૪૨.

**શ્રી સદ્ગુરુચરણાર્પણમસ્તુ.**

---

×સાધન સિદ્ધદશા અહીં, કહી સર્વ સંક્ષેપ;
ષડ્દર્શન સંક્ષેપમાં, ભાખ્યા નિર્વિક્ષેપ.

## પ્રભુસ્તુતિ

સુખધામ અનંત સુસંત ચહિ,
દિનરાત્ર રહે તદ ધ્યાનમહિં;
પરશાંતિ અનંત સુધામય જે,
પ્રણમું પદ તે વર તે જય તે.

"સદ્દેવ-ગુરુ-શાસ્ત્ર-ભક્તિ અપ્રમત્તપણે ઉપાસનીય છે."

ૐ

"પરમ પ્રેમરૂપ ભક્તિવિના જ્ઞાન શૂન્ય જ છે."

*　　*　　*

"ભક્તિપૂર્ણતા પામવાને યોગ્ય ત્યારે થવાય છે કે એક તૃણમાત્ર પણ હરિપ્રત્યે યાચવું નહીં, સર્વ દશામાં ભક્તિમય રહેવું.

*　　*　　*

"ભક્તિ જ્ઞાનનો હેતુ છે. જ્ઞાન મોક્ષનો હેતુ છે."

*　　*　　*

"જીવ માત્ર જ્ઞાન-સ્વભાવી છે; ભક્તિના બળે જ્ઞાન નિર્મળ થાય છે; નિર્મળ જ્ઞાન મોક્ષનો હેતુ થાય છે."

ॐ

**दर्शनं देवदेवस्य, दर्शनं पापनाशनम् ।**
**दर्शनं स्वर्गसोपानम्, दर्शनं मोक्षसाधनम् ॥**

*  *  *

**नमो अरिहंताणं । नमो सिद्धाणं ।**
**नमो आयरियाणं । नमो उवज्झायाणं ।**
**नमो लोए सव्वसाहूणं ॥ १ ॥**

**અર્થ:**—કર્મરૂપી વૈરીનો પરાજય કર્યો છે એવા **અર્હત્ ભગવાન**, શુદ્ધ ચૈતન્યપદમાં સિદ્ધાલયે બિરાજમાન છે એવા **સિદ્ધ ભગવાન**, જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એવા મોક્ષના પાંચ આચાર જેના આચરણમાં પ્રવર્તમાન છે અને બીજા ભવ્ય જીવોને તે આચારમાં પ્રવર્તાવે છે એવા **આચાર્ય ભગવાન**, દ્વાદશાંગના

અભ્યાસી અને તે શ્રુત શબ્દ, અર્થ અને રહસ્યથી અન્ય ભવ્ય જીવોને અધ્યયન કરાવનાર એવા **ઉપાધ્યાય ભગવાન્**, મોક્ષમાર્ગને આત્મજાગૃતિપૂર્વક સાધતા એવા **સાધુ ભગવાન્‌ને** હું પરમભક્તિથી નમસ્કાર કરું છું.

**मोक्षमार्गस्य नेतारं, भेत्तारं कर्मभूभृताम् ।**
**ज्ञातारं विश्वतत्त्वानां, वन्दे तद्गुणलब्धये ॥**

**અર્થ**:–મોક્ષમાર્ગના નેતા, કર્મરૂપ પર્વતના ભેત્તા (ભેદનાર), વિશ્વ (સમગ્ર) તત્ત્વના જ્ઞાતા–તેને તે ગુણોની પ્રાપ્તિ અર્થે હું વન્દન કરું છું.

**प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं,**
**वदनकमलमंकः कामिनीसंगशून्यः ।**
**करयुगमपि यत्ते शस्त्रसंबंधवंध्यं,**
**तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥**

**અર્થ**:–તારા બે ચક્ષુ પ્રશમરસમાં ડૂબેલાં

છે, પરમશાંત રસને ઝીલી રહ્યાં છે. તારૂં મુખ-કમળ પ્રસન્ન છે. તેમાં પ્રસન્નતા વ્યાપી રહી છે. તારો ખોળો સ્ત્રીના સંગથી રહિત છે, તારા બે હાથ શસ્ત્રસંબંધ વિનાના છે; તારા હાથમાં શસ્ત્ર નથી. આમ તું જ વીતરાગ જગતમાં દેવ છે.

**नमो दुर्वाररागादिवैरिवारनिवारिणे ।**

**अर्हते योगिनाथाय महावीराय तायिने ॥**

**અર્થ:**—વાર્યાં વારી ન શકાય, વારવા બહુ બહુ મુશ્કેલ એવા રાગ, દ્વેષ અને અજ્ઞાનરૂપી શત્રુના સમૂહને જેણે વાર્યા, જીત્યા, જે વીતરાગ સર્વજ્ઞ થયા; વીતરાગ સર્વજ્ઞ થતાં જે અર્હત્ પૂજવા યોગ્ય થયા; અને વીતરાગ અર્હત્ થતાં મોક્ષાર્થે પ્રવર્ત્તન છે જેનું એવા જુદા જુદા યોગિયોના જે નાથ થયા, નેતા થયા અને એમ

નાથ થતાં જે જગતના નાથ, તાત, ત્રાતા થયા એવા જે મહાવીર તેને નમસ્કાર હો.

---

" પરમ સુખસ્વરૂપ, પરમોત્કૃષ્ટ શાંત, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સમાધિને સર્વકાળને માટે પામ્યા તે ભગવંતને નમસ્કાર. તે પદમાં નિરંતર લક્ષરૂપ પ્રવાહ છે જેનો તે સત્પુરુષોને નમસ્કાર."

---

રાજ. બા. સુદ ૮ ૧૯૪૭.

## ભક્તિરહસ્ય.

---

### પ્રભુ પ્રત્યે દીનત્વ.

અહો પ્રભુ! હે પ્રભુ! શું કહું? દીનાનાથ દયાળ:
હું તો દોષ અનંતનું, ભાજન છું કરુણાળ.

* "આ જીવ અત્યંત માયાના આવરણે દિશામૂઢ થયો છે, અને તે યોગે કરી તેની પરમાર્થ દૃષ્ટિ ઉદય પ્રકાશતી નથી. અપરમાર્થને વિષે પરમાર્થનો

શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજરૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમસ્વરૂપ?

નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંહિ;
આપતણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાહિં.

જોગ નથી સત્સંગનો, નથી સત્સેવા જોગ;
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ.

'હું પામર શું કરી શકું?' એવો નથી વિવેક;
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક.

અચિંત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ.

---

દેહાસક્ત થયો છું; અને નથી મોક્ષ પ્રાપ્ત થવાના યોગે પણ તેમાં મોક્ષ પ્રવેશ થાય એવો ભાવ સ્ફુરતો નથી, એમ આદિ જીવની વિષમદશા કહી પ્રભુપ્રત્યે દીનત્વ કહ્યું છે કે "હે નાથ! હવે મારી કોઈ ગતિ

અચળરૂપ આસક્તિ નહિઁ, નહીં વિરહનો તાપ;
કથા અલભ તુજ પ્રેમની નહિ તેનો પરિતાપ.
ભક્તિમાર્ગ પ્રવેશ નહિ, નહિં ભજન દૃઢ ભાન;
સમજ નહિઁ નિજધર્મની, નહિઁ શુભ દેશે સ્થાન.
કાળદોષ કળિથી થયો, નહિ મર્યાદા ધર્મ;
તોય નહીં વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ.
સેવાને પ્રતિકૂળ જે, તે બંધન નથી ત્યાગ;
દેહેંદ્રિય માને નહીં, કરે બાહ્ય પર રાગ.
તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન યમ નાહિં:
નહિ ઉદાસ અનભક્તથી, તેમ ગૃહાદિક માંહિં.

---

(માર્ગ) મને દેખાતી નથી; કેમકે સર્વસ્વ લુંટાયા જેવો યોગ મેં કર્યો છે; અને સહજ ઐશ્વર્ય છતાં પ્રયત્ન કર્યે છતે, તે ઐશ્વર્યથી વિપરીત એવાજ માર્ગ મેં આચર્યા છે; ને તે યોગથી મારી નિવૃત્તિ

અહંભાવથી રહિત નહિ, સ્વધર્મ સંચય નાહિં;
નથી નિવૃત્તિ નિર્મળપણે, અન્ય ધર્મની કાંઈ.

એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય;
નહીં એક સદ્ગુણ પણ, મુખ બતાવું શુંય?

કેવળ કરુણા-મૂર્તિ છો, દીનબંધુ દીનનાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ.

અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરુ સંતને, મૂક્યું નહિ અભિમાન.

સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામિયો, ઊગ્યો ન અંશ વિવેક.

---

કર અને તે નિવૃત્તિનો સર્વોત્તમ સદુપાય એવો જે સદ્ગુરુ પ્રત્યેનો શરણભાવ તે ઉત્પન્ન થાય એવી કૃપા કર." એવા ભાવના વીશ દોહરા કે જેમાં પ્રથમ વાક્ય 'હે પ્રભુ! હે પ્રભુ! શું કહું? દીનાનાથ દયાળ'

સહુ સાધન બંધન થયા, રહ્યો ન કોઈ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહીં, ત્યાં બંધન શું જાય?

પ્રભુ પ્રભુ રઢ લાગી નહીં, પડ્યો ન સદ્ગુરુ પાય;
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય?

અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય?

પડી પડી તુજ પદ પંકજે, ફરિ ફરિ માગું એજ;
સદ્ગુરુ સંત સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરી દેજ. ૨૦.

---

‘અવિષમ પરિણામથી જેમણે કાળકૂટ વિષ પીધું એવા શ્રી ઋષભાદિ પરમ પુરુષોને નમસ્કાર.’

---

છે. તે દોહરા સ્મરણમાં હશે. તે દોહરાની વિશેષ અનુપ્રેક્ષા થાય તેમ કરશો તો વિશેષ ગુણાવૃત્તિનો હેતુ છે.
મુંબઈ. કાર્તિક સુદ ૩. ૧૯૫૨. **શ્રીમદ્ રાજચંદ્ર.**

"ક્ષમા એ જ મોક્ષનો ભવ્ય દરવાજો છે."

"યથાવિધિ પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરી આત્મ-શુદ્ધતા કરવી યોગ્ય છે."

વવાણિઆ. વિ. સં. ૧૯૪૭.

## ક્ષમાપના.

હે ભગવન્! 'હું' બહુ ભૂલી ગયો;'
મેં તમારાં 'અમૂલ્ય વચનને'
લક્ષમાં લીધાં નહીં.'
મેં તમારાં કહેલાં 'અનુપમ તત્ત્વનો'
વિચાર કર્યો નહીં.
તમારા પ્રણીત કરેલાં'
ઉત્તમ શીલને' સેવ્યું નહીં.'
તમારાં કહેલાં 'દયા, શાંતિ'

ક્ષમા 'અને પવિત્રતા'
મેં ઓળખ્યા નહીં'
હે ભગવન્!' હું ભૂલ્યો,'
આથડ્યો—'રઝળ્યો '
અને અનંત સંસારની'
વિટમ્બનામાં પડ્યો છું.'
હું પાપી છું, 'હું બહુ મદોન્મત્ત,'
અને કર્મરજથી કરીને' મલિન છું.'
હે પરમાત્મા !' તમારાં કહેલાં' તત્ત્વવિના
મારો મોક્ષ નથી.'
હું નિરંતર' પ્રપંચમાં પડ્યો છું.'
અજ્ઞાનથી અંધ' થયો છું.'
મારામાં' વિવેકશકિત નથી',

અને હું મૂઢ છું,' નિરાશ્રિત છું,' અનાથ છું.'
નિરાગી પરમાત્મા ! ' હવે હું તમારું,
તમારા ધર્મનું' અને તમારા સાધુનું' શરણ ગ્રહું છું.'
મારા અપરાધ' ક્ષય થઈ'
હું તે સર્વ' પાપથી મુક્ત થઉં,'
એ મારી' અભિલાષા છે.'
આગળ કરેલાં' પાપોનો હું હવે
પશ્ચાત્તાપ કરું છું.'
જેમ જેમ' હું સૂક્ષ્મ વિચારથી ઊંડો ઉતરું છું,'
તેમ તેમ' તમારાં તત્ત્વના' ચમત્કારો'
મારા સ્વરૂપનો' પ્રકાશ કરે છે.'
તમે નિરાગી,' નિર્વિકારી,' સચ્ચિદાનંદસ્વરૂપ,'
સહજાનંદી,' અનંતજ્ઞાની,'
અનંતદર્શી અને ત્રૈલોક્ય પ્રકાશક છો.'

હું માત્ર મારા હિતને અર્થે
તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું.
એક પળ પણ તમારાં કહેલાં,
તત્ત્વની શંકા ન થાય,
તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું,
એજ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ!
હે સર્વજ્ઞ ભગવન્! તમને હું વિશેષ શું કહું?
તમારાથી કંઈ અજાણ્યું નથી.
માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્ય
પાપની ક્ષમા ઈચ્છું છું.
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

## સદ્‌ગુરુસ્તુતિ.

પૂર્વ પુણ્યના ઉદયથી, મળ્યો સદ્‌ગુરુ યોગ;
વચન સુધા શ્રવણે જતાં, થયું હૃદય ગતશોગ.
નિશ્ચય એથી આવીયો, ટળશે અહીં ઉતાપ;
નિત્ય કર્યો સત્સંગ મેં, એક લક્ષથી આપ.

પ્રશસ્ત પુરુષની ભક્તિ કરો. તેનું સ્મરણ કરો,
ગુણચિંતન કરો.

'મુમુક્ષુએ જ્ઞાનીની ભક્તિ અવશ્ય કર્તવ્ય છે.'

* * *

"દેહધારી પરમાત્મા તે પરાભક્તિનું પરમ કારણ છે, માટે પ્રથમ જ્ઞાનીપુરુષની ભક્તિ એ જ પરમાત્માની પ્રાપ્તિ અને ભક્તિનું નિદાન છે."

* * *

"વિરલ સાચા સદ્‌ગુરુની ભક્તિ શ્રેયકર છે. માટે સાચા સદ્‌ગુરુની ભક્તિ, મન, વચન અને કાયાએ કરવી."

* * *

"પરમ ભક્તિથી સ્તુતિ કરનાર પ્રત્યે પણ જેને રાગ નથી અને પરમદ્વેષથી પરિષહ ઉપસર્ગ કરનાર પ્રત્યે પણ જેને દ્વેષ નથી તે પુરુષરૂપ ભગવાનને વારંવાર નમસ્કાર."

**ध्यानमूलं गुरुमूर्त्तिः, पूजामूलं गुरुपदम्।**
**मंत्रमूलं गुरुवाक्यं, मोक्षमूलं गुरुकृपा॥**

---

**अज्ञानतिमिरांधानां, ज्ञानांजनशलाकया।**
**नेत्रमुन्मिलितं येन, तस्मै श्रीगुरवे नमः॥**

**અર્થ:**—અજ્ઞાનરૂપી તિમિર (અંધકાર)થી જે આંધ તેના નેત્ર જેમણે જ્ઞાનરૂપી અંજનશલાકા (આંજવાની સળી)થી ખોલ્યાં તે શ્રીસદ્‌ગુરુને નમસ્કાર.

---

**અહો સત્પુરુષનાં વચનામૃત, મુદ્રા અને સત્સમાગમ!**

સુષુપ્ત ચેતનને જાગ્રત કરનાર, પડતી વૃત્તિને સ્થિર રાખનાર, દર્શનમાત્રથી પણ નિર્દોષ અપૂર્વ સ્વભાવને પ્રેરક, સ્વરૂપ

પ્રતીતિ, અપ્રમત્ત સંયમ અને પૂર્ણ વીત-
રાગ નિર્વિકલ્પ સ્વભાવનાં કારણભૂત—છેલ્લે
અયોગી સ્વભાવ પ્રગટ કરી અનંત અવ્યા-
બાધ સ્વરૂપમાં સ્થિતિ કરાવનાર! ત્રિકાળ
જયવંત વર્તો!

ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

---

ગુરુ ગણધર ગુણધર સકલ, [1]પ્રચુર પરંપર ઔર
વ્રતતપધર, તનુ નગનધર, વંદો [2]વૃષ [3]શિરમૌર

* * *

"આત્માને શોધી, તેના અપાર માર્ગ-
માંથી થયેલી પ્રાપ્તિના, ઘણા ભાગ્યશાળી
થવાને માટે અનેક ક્રમ બાંધ્યા છે. તે મહાત્મા
જયવાન હો! અને તેને ત્રિકાળ નમસ્કાર હો.'

---

૧. છૂટક. વિરલા. ૨ ધન. ૩ માથાના મુકુટ.

જેને કોઈ પ્રત્યે રાગ-દ્વેષ રહ્યા નથી
તે મહાત્માને વારંવાર નમસ્કાર.

## સદ્ગુરૂ પ્રત્યે દીનત્વ.

અહો ! અહો ! શ્રી સદ્ગુરુ, કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર.
શું પ્રભુચરણ કને ધરું, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપીયો, વર્તું ચરણાધીન.
આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;
દાસ, દાસ, હું દાસ છું, તેહ પ્રભુનો દીન.
ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાનથકી તરવારવત્, એ ઉપકાર અમાપ.
જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રીસદ્ગુરુ ભગવંત.
પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમ જ્ઞાન સુખ ધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ.

દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો ! વન્દન અગણિત.

## પ્રણિપાત સ્તુતિ.

હે પરમકૃપાળુ દેવ ! જન્મ, જરા, મરણાદિ સર્વ દુઃખોનો અત્યંત ક્ષય કરનારો એવો વીતરાગ પુરુષનો મૂળ ધર્મ અનંત કૃપા કરી આપ શ્રીમદે મને આપ્યો, તે અનંત ઉપકારનો પ્રત્યુપકાર વાળવા હું સર્વથા અસમર્થ છું. વળી આપ શ્રીમત્ કંઇ પણ લેવાને સર્વથા નિસ્પૃહ છો; જેથી હું મન, વચન, કાયાની એકાગ્રતાથી આપના ચરણારવિન્દમાં નમસ્કાર કરું છું.

આપની પરમ ભક્તિ અને વીતરાગ પુરુષના મૂળ ધર્મની ઉપાસના મારા હૃદયને વિષે ભવપર્યંત અખંડ જાગ્રત રહો એટલું માગું છું તે સફળ થાઓ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# સૂત્ન—સંચય

આતમ ભાવના ભાવતાં જીવ લહે
કેવળજ્ઞાન રે.

* * *

સુદ્ધતા વિચારૈ ધ્યાવૈ, સુદ્ધતામેં કેલિ કરૈ;
સુદ્ધતામેં થિર વ્હે, અમૃત-ધારા બરસૈ.

* * *

સહજાત્મસ્વરૂપ પરમગુરુ.

* * *

પરમગુરુ નિર્ગ્રંથ સર્વજ્ઞદેવ.

* * *

मा मुज्झह मा रज्जह,
मा दुस्सह इट्ठणिट्ठअत्थेसु ।

थिरमिच्छह जइ चित्तं,
विचित्तझाणप्पसिद्धीए ॥

*　*　*

जं किंचि वि चिंतंतो,
णिरीहवित्ती हवे जदा साहू ।
लद्धूणय एयत्तं तदाहु,
तं तस्स णिच्चयं झाणं ॥

*　*　*

સુખકી સહેલી હૈ, અકેલી ઉદાસીનતા;
અધ્યાત્મની જનની, તે ઉદાસીનતા.

*　*　*

સહજાનંદી, શુદ્ધસ્વરૂપી, અવિનાશી,
હું આત્મસ્વરૂપ.

---

શ્રીમદ્ રાજચંદ્ર પ્રણીત.

# શ્રી આત્મસિદ્ધિશાસ્ત્ર.

" જેણે આત્મા જાણ્યો તેણે સર્વ જાણ્યું. "
નિર્ગ્રંથપ્રવચન.

સંપાદક,
મગનલાલ.



# શ્રી આત્મસિદ્ધિશાસ્ત્ર.

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત.
વર્ત્તમાન આ કાળમાં, મોક્ષમાર્ગ બહુ લોપ;
વિચારવા આત્માર્થિને, ભાખ્યો અત્ર અગોપ્ય.
કોઈ ક્રિયાજડ થઈ રહ્યા, શુષ્કજ્ઞાનમાં કોઈ;
માને મારગ મોક્ષનો, કરુણા ઉપજે જોઈ.
બાહ્યક્રિયામાં રાચતાં, અંતર્ભેદ ન કાંઈ;
જ્ઞાનમાર્ગ નિષેધતાં, તેહ ક્રિયાજડ આંહિ. ૪

બંધ મોક્ષ છે કલ્પના, ભાખે વાણીમાંહિ;
વર્તે મોહાવેશમાં, શુષ્કજ્ઞાની તે આંહિ. ૫.
વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન;
તેમ જ આતમજ્ઞાનની, પ્રાપ્તિતણાં નિદાન.
ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન;
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન.
જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ.
સેવે સદ્ગુરુચરણને, ત્યાગી દઈ નિજપક્ષ;
પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ. ૯.
આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદય પ્રયોગ;
અપૂર્વવાણી પરમશ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય.
પ્રત્યક્ષ સદ્ગુરુ સમ નહીં, પરોક્ષ જિન ઉપકાર;
એવો લક્ષ થયાવિના, ઊગે ન આત્મવિચાર.
સદ્ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ;
સમજ્યાવણ ઉપકાર શો? સમજ્યે જિનસ્વરૂપ.

આત્માદિ અસ્તિત્વના, જેહ નિરૂપક શાસ્ત્ર;
પ્રત્યક્ષસદ્ગુરુયોગ નહીં, ત્યાં આધાર સુપાત્ર.
અથવા સદ્ગુરુએ કહ્યાં, જે અવગાહન કાજ;
તે તે નિત્ય વિચારવાં, કરી મતાંતર ત્યાજ.
રોકે જીવ સ્વચ્છંદ તો, પામે અવશ્ય મોક્ષ;
પામ્યા એમ અનંત છે, ભાખ્યું જિન નિર્દોષ.
પ્રત્યક્ષસદ્ગુરુયોગથી, સ્વચ્છંદ તે રોકાય;
અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય.
સ્વચ્છંદ, મત આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ;
સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ.
માનાદિક શત્રુ મહા, નિજછંદે ન મરાય;
જાતાં સદ્ગુરુશરણમાં, અલ્પ પ્રયાસે જાય. ૧૮.
જે સદ્ગુરુઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન;
ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન.
એવો માર્ગ વિનય તણો, ભાખ્યો શ્રી વીતરાગ;
મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઈ સુભાગ્ય.

અસદ્ગુરુ એ વિનયનો, લાભ લહે જો કાંઈ;
મહામોહનીય કર્મથી, બૂડે ભવજળમાંહિ.
હોય મુમુક્ષુ જીવ તે, સમજે એહ વિચાર;
હોય મતાર્થી જીવ તે, અવળો લે નિર્ધાર.
હોય મતાર્થી તેહને, થાય ન આતમલક્ષ;
તેહ મતાર્થી લક્ષણો, અહીં કહ્યાં નિર્પક્ષ. ૨૩.

## મતાર્થી લક્ષણ:-

બાહ્યત્યાગ પણ જ્ઞાન નહીં, તે માને ગુરુ સત્ય;
અથવા નિજકુળધર્મના, તે ગુરુમાં જ મમત્વ.
જે જિનદેહ પ્રમાણ ને, સમવસરણાદિ સિદ્ધિ;
વર્ણન સમજે જિનનું, રોકી રહે નિજબુદ્ધિ.
પ્રત્યક્ષ સદ્ગુરુ યોગમાં, વર્તે દૃષ્ટિ વિમુખ;
અસદ્ગુરુને દૃઢ કરે, નિજમાનાર્થે મુખ્ય. ૨૬.
દેવાદિ ગતિ ભંગમાં, જે સમજે શ્રુતજ્ઞાન;
માને નિજમત વેષનો, આગ્રહ મુક્તિનિદાન.

લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન;
ગ્રહે નહીં પરમાર્થને, લેવા લૌકિક માન.
અથવા નિશ્ચયનય ગ્રહે, માત્ર શબ્દની માંય;
લોપે સદ્‌વ્યવહારને, સાધનરહિત થાય.

જ્ઞાનદશા પામે નહીં, સાધનદશા ન કાંઈ;
પામે તેનો સંગ જે, તે બુડે ભવમાંહિ. ૩૦.
એ પણ જીવ મતાર્થમાં, નિજમાનાદિ કાજ;
પામે નહીં પરમાર્થને, અનઅધિકારીમાં જ.

નહીં કષાયઉપશાંતતા, નહીં અંતર્વૈરાગ્ય;
સરળપણું ન મધ્યસ્થતા, એ મતાર્થી દુર્ભાગ્ય.
લક્ષણ કહ્યાં મતાર્થીનાં, મતાર્થ જાવા કાજ;
હવે કહું આત્માર્થીનાં, આત્મ-અર્થ સુખસાજ.

આત્માર્થીલક્ષણ:-

આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય;
બાકી કુળગુરુકલ્પના, આત્માર્થી નહીં જોય.

પ્રત્યક્ષસદ્ગુરુપ્રાપ્તિનો, ગણે પરમ ઉપકાર;
ત્રણે યોગ એકત્વથી, વર્ત્તે આજ્ઞાધાર. ૩૫.
એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત.
એમ વિચારી અંતરે, શોધે સદ્ગુરુયોગ;
કામ એક આત્માર્થનું, બીજો નહીં મનરોગ.
કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષઅભિલાષ;
ભવે ખેદ, પ્રાણીદયા, ત્યાં આત્માર્થ નિવાસ.
દશા ન એવી જ્યાંસુધી, જીવ લહે નહીં જોગ્ય;
મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અંતરરોગ.
આવે જ્યાં એવી દશા, સદ્ગુરુબોધ સુહાય;
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય.
જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજજ્ઞાન;
જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ.
ઉપજે તે સુવિચારણા, મોક્ષમાર્ગ સમજાય;
ગુરુશિષ્યસંવાદથી, ભાખું ષટ્પદ આંહિ. ૪૨.

## ષટ્પદનામકથન:—

'આત્મા છે,' 'તે નિત્ય છે,' 'છે કર્તા નિજકર્મ';
'છે ભોક્તા', વળી 'મોક્ષ છે', 'મોક્ષઉપાય સુધર્મ.'
ષટ્સ્થાનક સંક્ષેપમાં, ષડ્દર્શન પણ તેહ;
સમજાવા પરમાર્થને, કહ્યાં જ્ઞાનીએ એહ. ૪૪.

## શંકા—શિષ્ય ઉવાચ:—

શિષ્ય પ્રથમ સ્થાનકની શંકા કહે છે:—

નથી દૃષ્ટિમાં આવતો, નથી જણાતું રૂપ;
બીજો પણ અનુભવ નહીં, તેથી ન જીવસ્વરૂપ.
અથવા દેહ જ આતમા, અથવા ઇંદ્રિય પ્રાણ;
મિથ્યા જુદો માનવો, નહીં જુદું એંધાણ.
વળી જો આત્મા હોય તો, જણાય તે નહીં કેમ?
જણાય જો તે હોય તો, ઘટ પટ આદિ જેમ.
માટે છે નહીં આત્મા, મિથ્યા મોક્ષઉપાય;
એ અંતર્ શંકાતણો, સમજાવો સદુપાય. ૪૮.

## સમાધાન—સદ્‌ગુરુ ઉવાચ:—

'આત્મા છે' એમ સદ્‌ગુરુ સમાધાન કરે છે:—

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન;
પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન.
ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન;
પણ તે બન્ને ભિન્ન છે, જેમ અસિ ને મ્યાન.
જે દ્રષ્ટા છે દ્રષ્ટિનો, જે જાણે છે રૂપ;
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવ સ્વરૂપ.
છે ઇંદ્રિય પ્રત્યેકને, નિજ નિજ વિષયનું જ્ઞાન;
પાંચ ઇંદ્રિના વિષયનું, પણ આત્માને ભાન.
દેહ ન જાણે તેહને, જાણે ન ઇંદ્રિ પ્રાણ;
આત્માની સત્તાવડે, તેહ પ્રવર્તે જાણ. ૫૩.
સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય;
પ્રગટરૂપ ચૈતન્યમય, એ એંધાણ સદાય.
ઘટ પટ આદિ જાણ તું, તેથી તેને માન;
જાણનાર તે માન નહીં, કહીએ કેવું જ્ઞાન?

પરમ બુદ્ધિ કૃશ દેહમાં, સ્થૂળ દેહ મતિ અલ્પ;
દેહ હોય જો આતમા, ઘટે ન આમ વિકલ્પ.

જડ ચેતનનો ભિન્ન છે, કેવળ પ્રગટ સ્વભાવ;
એકપણું પામે નહીં, ત્રણે કાળ દ્વય ભાવ. ૫૭.

આત્માની શંકા કરે, આત્મા પોતે આપ;
શંકાનો કરનાર તે, અચરજ એહ અમાપ.

શંકા-શિષ્ય ઉવાચ:-

આત્મા નિત્ય નથી, એમ શિષ્ય કહે છે:—

આત્માના અસ્તિત્વના, આપે કહ્યા પ્રકાર;
સંભવે તેનો થાય છે, અંતર્ કર્યે વિચાર.

બીજી શંકા થાય ત્યાં, આત્મા નહીં અવિનાશ;
દેહયોગથી ઉપજે, દેહ વિયોગે નાશ. ૬૦.

અથવા વસ્તુ ક્ષણિક છે, ક્ષણે ક્ષણે પલટાય;
એ અનુભવથી પણ નહીં, આત્મા નિત્ય જણાય.

## સમાધાન-સદ્ગુરુ ઉવાચ:-

'આત્મા નિત્ય છે,' એમ સમાધાન કરે છે:—

દેહ માત્ર સંયોગ છે, વળી જડ, રૂપી, દૃશ્ય;
ચેતનનાં ઉત્પત્તિ લય, કોના અનુભવ વશ્ય?

જેના અનુભવ વશ્ય એ, ઉત્પન્ન લયનું જ્ઞાન;
તે તેથી જુદા વિના, થાય ન કેમેં ભાન. ૬૩.

જે સંયોગો દેખિયે, તે તે અનુભવ દૃશ્ય;
ઉપજે નહીં સંયોગથી, આત્મા નિત્ય પ્રત્યક્ષ.

જડથી ચેતન ઉપજે, ચેતનથી જડ થાય;
એવો અનુભવ કોઇને, ક્યારે કદી ન થાય.

કોઈ સંયોગોથી નહીં, જેની ઉત્પત્તિ થાય;
નાશ ન તેનો કોઈમાં, તેથી નિત્ય સદાય.

ક્રોધાદિ તરતમ્યતા, સર્પાદિકની માંય;
પૂર્વજન્મસંસ્કાર તે. જીવનિત્યતા ત્યાંય. ૬૭.

આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય;
બાળાદિ વય ત્રણ્યનું, જ્ઞાન એકને થાય.
અથવા જ્ઞાન ક્ષણિકનું, જે જાણી વદનાર;
વદનારો તે ક્ષણિક નહીં, કર અનુભવ નિર્ધાર.
ક્યારે કોઈ વસ્તુનો, કેવળ હોય ન નાશ;
ચેતન પામે નાશ તો, કેમાં ભળે તપાસ. ૭૦.

## શંકા-શિષ્ય ઉવાચઃ-

આત્મા કર્મનો કર્તા નથી, એમ શિષ્ય કહે છેઃ—

કર્તા જીવ ન કર્મનો, કર્મ જ કર્તા કર્મ;
અથવા સહજ સ્વભાવ કાં, કર્મ જીવનો ધર્મ.
આત્મા સદા અસંગ ને, કરે પ્રકૃતિ બંધ;
અથવા ઈશ્વરપ્રેરણા, તેથી જીવ અબંધ. ૭૨.
માટે મોક્ષ-ઉપાયનો, કોઈ ન હેતુ જણાય;
કર્મતણું કર્તાપણું, કાં નહીં કાં નહીં જાય?

## સમાધાન સદ્ગુરુ ઉવાચઃ-

કર્મનું કર્તાપણું આત્માને જે પ્રકારે છે તે પ્રકારે સદ્ગુરુ સમાધાન કરે છેઃ—

હોય ન ચેતન પ્રેરણા, કોણ ગ્રહે તો કર્મ ?
જડસ્વભાવ નહીં પ્રેરણા, જુઓ વિચારી ધર્મ.

જો ચેતન કરતું નથી, નથી થતાં તો કર્મ;
તેથી સહજ સ્વભાવ નહીં, તેમજ નહીં જીવ ધર્મ.

કેવળ હોત અસંગ જો, ભાસત તને ન કેમ ?
અસંગ છે પરમાર્થથી, પણ નિજભાને તેમ.

કર્તા ઈશ્વર કો નહીં, ઈશ્વર શુદ્ધ સ્વભાવ;
અથવા પ્રેરક તે ગણ્યે, ઈશ્વર દોષ પ્રભાવ. ૭૭.

ચેતન જો નિજભાનમાં, કર્તા આપસ્વભાવ;
વર્તે નહીં નિજભાનમાં, કર્તા કર્મપ્રભાવ. ૭૮.

## શંકા શિષ્ય-ઉવાચ:-

તે કર્મનું ભોક્તાપણું જીવને નહીં હોય ?
એમ શિષ્ય કહે છે:—

જીવ કર્મકર્ત્તા કહો. પણ ભોક્તા નહીં સોય;
શું સમજે જડ કર્મ કે, ફળપરિણામી હોય ?
ફળદાતા ઈશ્વર ગણ્યે, ભોક્તાપણું સધાય;
એમ કહે ઈશ્વરતણું, ઈશ્વરપણું જ જાય. ૮૦.

ઈશ્વર સિદ્ધ થયા વિના.જગત-નિયમ નહીં હોય;
પછી શુભાશુભ કર્મનાં. ભોગ્યસ્થાન નહીં કોય.

## સમ.ધાન સદ્ગુરુ ઉવાચ:-

જીવને પોતાનાં કરેલાં કર્મનું ભોક્તાપણું છે. એમ
સદ્ગુરુ સમાધાન કરે છે:—

ભાવકર્મ નિજકલ્પના. માટે ચેતનરૂપ;
જીવવીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડધૂપ. ૮૨.

ઝેર સુધા સમજે નહીં, જીવ ખાય ફળ થાય;
એમ શુભાશુભ કર્મનું, ભોક્તાપણું જણાય.

એક રાંક ને એક નૃપ, એ આદિ જે ભેદ;
કારણ વિના ન કાર્ય તે, એ જ શુભાશુભ વેદ.

ફળદાતા ઈશ્વરતણી, એમાં નથી જરૂર;
કર્મ સ્વભાવે પરિણમે, થાય ભોગથી દૂર. ૮૫.

તે તે ભોગ્ય વિશેષનાં, સ્થાનક દ્રવ્ય સ્વભાવ;
ગહન વાત છે શિષ્ય આ, કહી સંક્ષેપે સાવ.

## શંકા શિષ્ય ઉવાચ:-

જીવનો તે કર્મથી મોક્ષ નથી, એમ શિષ્ય કહે છે:-

કર્તા ભોક્તા જીવ હો, પણ તેનો નહીં મોક્ષ;
વીત્યો કાળ અનંત પણ, વર્તમાન છે દોષ.

શુભ કરે ફળ ભોગવે, દેવાદિ ગતિ માંય;
અશુભ કરે નરકાદિ ફળ, કર્મ રહિત ન ક્યાંય.

## સમાધાન-સદ્ગુરુ ઉવાચ:-

<u>તે કર્મથી જીવનો મોક્ષ થઈ શકે છે, એમ સદ્ગુરુ સમાધાન કરે છે:—</u>

જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ;
તેમ નિવૃત્તિ સફળતા, માટે મોક્ષ સુજાણ. ૮૯.
વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઉપજે મોક્ષસ્વભાવ.
દેહાદિક સંયોગનો, આત્યંતિક વિયોગ;
સિદ્ધ મોક્ષ શાશ્વતપદે, નિજ અનંત સુખભોગ.

## શંકા શિષ્ય ઉવાચ:-

<u>મોક્ષનો ઉપાય નથી, એમ શિષ્ય કહે છે:—</u>

હોય કદાપિ મોક્ષપદ, નહીં અવિરોધ ઉપાય;
કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય ? ૯૨.
અથવા મત દર્શન ઘણાં, કહે ઉપાય અનેક;
તેમાં મત સાચો કયો ? બને ન એહ વિવેક.

કયી જાતિમાં મોક્ષ છે? કયા વેષમાં મોક્ષ?
એનો નિશ્ચય ના બને, ઘણા ભેદ એ દોષ.
તેથી એમ જણાય છે, મળે ન મોક્ષ-ઉપાય;
જીવાદિ જાણ્યાતણો, શો ઉપકાર જ થાય? ૯૫.
પાંચે ઉત્તરથી થયું, સમાધાન સર્વાંગ;
સમજું મોક્ષ-ઉપાય તો, ઉદય ઉદય સદ્ભાગ્ય.

## સમાધાન—સદ્ગુરુ ઉવાચ.

મોક્ષનો ઉપાય છે, એમ સદ્ગુરુ સમાધાન કરે છે:—

પાંચે ઉત્તરની થઈ, આત્મા વિષે પ્રતીત;
થાશે મોક્ષોપાયની. સહજ પ્રતીત એ રીત.
કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજવાસ;
અંધકાર અજ્ઞાન સમ, નાશે જ્ઞાનપ્રકાશ. ૯૮.
જે જે કારણ બંધનાં, તેહ બંધનો પંથ;
તે કારણ છેદક દશા, મોક્ષપંથ ભવઅંત.
રાગ દ્વેષ અજ્ઞાન એ. મુખ્ય કર્મની ગ્રંથ;
થાય નિવૃત્તિ જેહથી, તે જ મોક્ષનો પંથ.

આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસરહિત;
જેથી કેવળ પામિયે, મોક્ષપંથ તે રીત. ૧૦૧.
કર્મ અનંત પ્રકારનાં, તેમાં મુખ્યે આઠ;
તેમાં મુખ્યે મોહિનીય, હણાય તે કહું પાઠ.
કર્મ મોહિનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ;
હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ.
કર્મબંધ ક્રોધાદિથી, હણે ક્ષમાદિક તેહ;
પ્રત્યક્ષ અનુભવ સર્વને, એમાં શો સંદેહ?
છોડી મત દર્શનતણો, આગ્રહ તેમ વિકલ્પ;
કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ.
ષટ્પદનાં ષટ્પ્રશ્ન તેં, પૂછ્યાં કરી વિચાર;
તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિર્ધાર. ૧૦૬.
જાતિ વેષનો ભેદ નહીં, કહ્યો માર્ગ જો હોય;
સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય. ૧૦૭.
કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષઅભિલાષ;
ભવે ખેદ અંતર દયા, તે કહિયે જિજ્ઞાસ.

તે જિજ્ઞાસુ જીવને, થાય સદ્ગુરુબોધ;
તો પામે સમકીતને, વર્તે અંતર્શોધ. ૧૦૯.
મત દર્શન આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ;
લહે શુદ્ધ સમકીત તે, જેમાં ભેદ ન પક્ષ.
વર્તે નિજસ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત;
વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકિત.
વર્ધમાન સમકિત થઈ, ટાળે મિથ્યાભાસ;
ઉદય થાય ચારિત્રનો, વીતરાગપદ વાસ. ૧૧૨.
કેવળ નિજ સ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન;
કહિયે કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ. ૧૧૩.
કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય;
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય.
છૂટે દેહાધ્યાસ તો, નહીં કર્તા તું કર્મ;
નહીં ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ.
એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ;
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધસ્વરૂપ.

શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહિયે કેટલું ? કર વિચાર તો પામ. ૧૧૭.
નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર શમાય;
ધરી મૌનતા એમ કહી, સહજ સમાધિમાંય;

## શિષ્યબોધબીજપ્રાપ્તિકથન.

સદ્ગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન;
નિજપદ નિજમાંહી લહ્યું, દૂર થયું અજ્ઞાન.
ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ;
અજર અમર અવિનાશી ને, દેહાતીત સ્વરૂપ.
કર્તા ભોક્તા કર્મનો, વિભાવ વર્તે જ્યાંય;
વૃત્તિ વહી નિજભાવમાં, થયો અકર્તા ત્યાંય.
અથવા નિજપરિણામ જે, શુદ્ધચેતનારૂપ;
કર્તા ભોક્તા તેહનો, નિર્વિકલ્પ સ્વરૂપ. ૧૨૨.
મોક્ષ કહ્યો નિજશુદ્ધતા, તે પામે તે પંથ;
સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ.

અહો! અહો! શ્રી સદ્‌ગુરુ, કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો! અહો! ઉપકાર.
શું પ્રભુ ચરણ કને ધરું, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો વર્તું ચરણાધીન. ૧૨૫.
આ દેહાદિ આજથી, વર્તો પ્રભુઆધીન;
દાસ દાસ હું દાસ છું, તેહ પ્રભુનો દીન.
ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાનથકી તરવારવત્, એ ઉપકાર અમાપ.

## ઉપસંહાર.

દર્શન ષટે શમાય છે, આ ષટ્ સ્થાનક માંહિ;
વિચારતાં વિસ્તારથી, સંશય રહે ન કાંઈ. ૧૨૮.
આત્મભ્રાંતિસમ રોગ નહીં, સદ્‌ગુરુ વૈદ્ય સુજાણ
ગુરુઆજ્ઞાસમ પથ્ય નહીં, ઔષધ વિચારધ્યાન.

---

શ્રી સુભાગ્ય ને શ્રી અચળ, આદિ મુમુક્ષુકાજ;
તથા ભવ્ય હિત કારણે, કહ્યો બોધ સુખસાજ.

જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહીં આત્માર્થ.
નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નોય;
નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય. ૧૩૧.
નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ;
એકાંતે વ્યવહાર નહિ, બન્ને સાથ રહેલ. ૧૩૨.
ગચ્છ મતની જે કલ્પના, તે નહીં સદ્વ્યવહાર;
ભાન નહીં નિજરૂપનું, તે નિશ્ચય નહીં સાર.
આગળ જ્ઞાની થઈ ગયા, વર્ત્તમાનમાં હોય;
થાશે કાળ ભવિષ્યમાં, માર્ગભેદ નહીં કોય.
સર્વ જીવ છે સિદ્ધસમ, જે સમજે તે થાય;
સદ્ગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણમાંય.
ઉપાદાનનું નામ લઈ, એ જે તજે નિમિત્ત;
પામે નહીં સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત.

મુખથી જ્ઞાન કથે અને, અંતર્ છૂટયો ન મોહ;
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ. ૧૩૭.
દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય;
હોય મુમુક્ષુ ઘટવિષે, એહ સદાય સુજાગ્ય.
મોહભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાંત;
તે કહિયે જ્ઞાનીદશા, બાકી કહિયે ભ્રાંત. ૧૩૯.
સકળ જગત તે એઠવત્, અથવા સ્વપ્ન સમાન;
તે કહિયે જ્ઞાનીદશા, બાકી વાચાજ્ઞાન. ૧૪૦.
સ્થાનક પાંચ વિચારીને, છઠ્ઠે વર્ત્તે જેહ;
પામે સ્થાનક પાંચમું, એમાં નહીં સંદેહ.
દેહ છતાં જેની દશા, વર્ત્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત !*
શ્રી સદ્ગુરુચરણાર્પણમસ્તુ.

---

*સાધન સિદ્ધદશા અહીં, કહી સર્વ સંક્ષેપ;
ષડ્દર્શન સંક્ષેપમાં, ભાખ્યા નિર્વિક્ષેપ.

રાળજ. ભા. સુ. ૮. ૧૯૪૭.

## જડ-ચેતન સ્વભાવ.

જડભાવે જડ પરિણમે, ચેતન ચેતન ભાવ;
કોઈ કોઈ પલટે નહીં, છોડી આપ સ્વભાવ. ૧.

જડ તે જડ ત્રણ કાળમાં, ચેતન ચેતન તેમ;
પ્રગટ અનુભવરૂપ છે, સંશય તેમાં કેમ?
જો જડ ત્રણ કાળમાં, ચેતન ચેતન હોય;
બંધ મોક્ષ તો નહીં ઘટે, નિવૃત્તિ પ્રવૃત્તિ ન્હોય.
બંધ મોક્ષ સંયોગથી, જ્યાં લગ આત્મ અભાન;
પણ ત્યાગ સ્વભાવનો, ભાખે જિન ભગવાન.
વર્તે બંધ પ્રસંગમાં, તે નિજપદ અજ્ઞાન,
પણ જડતા નહિ આત્મને, એ સિદ્ધાંત પ્રમાણ.

ગ્રહે અરૂપી રૂપીને, એ અચરજની વાત;
જીવ બંધન જાણે નહીં, કેવો જિનસિદ્ધાંત? ૬.

પ્રથમ દેહદ્રષ્ટિ હતી, તેથી ભાસ્યા દેહ;
હવે દ્રષ્ટિ થઈ આત્મમાં, ગયા દેહથી નેહ. ૭.

જડ ચેતન સંયોગ આ, ખાણુ અનાદિ અનંત;
કોઈ ન કર્ત્તા તેહના, ભાખે જિન ભગવંત.

મૂળ દ્રવ્ય ઉત્પન્ન નહીં, નહીં નાશ પણ તેમ;
અનુભવથી તે સિદ્ધ છે. ભાખે જિનવર એમ.

હોય તેહનો નાશ નહીં, નહીં તેહ નહીં હોય;
એક સમય તે સૌ સમય, ભેદ અવસ્થા જોય. ૧૦.

---

પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમ જ્ઞાન સુખ ધામ;
જેણે આપ્યું ભાન નિજ. તેને સદા પ્રણામ.

---

રાજકોટ. ચૈત્ર શુદ ૯. ૧૯૫૭.

## અંતિમ સંદેશો.

### પરમાર્થ માર્ગ અથવા શુદ્ધ આત્મપદ પ્રકાશ.

ૐ શ્રી જિનપરમાત્મને નમઃ

ઇચ્છે છે જે જોગી જન, અનંત સુખસ્વરૂપ;
મૂળ શુદ્ધ તે આત્મપદ, સયોગી જિનસ્વરૂપ.

આત્મસ્વભાવ અગમ્ય તે, અવલંબન આધાર;
જિનપદથી દર્શાવિયો, તેહ સ્વરૂપ પ્રકાર. ૨.

જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહીં કાંઈ;
લક્ષ થવાને તેહનો, કહ્યાં શાસ્ત્ર સુખદાઈ.
જિનપ્રવચન દુર્ગમ્યતા, થાકે અતિ મતિમાન;
અવલંબન શ્રી સદ્ગુરુ, સુગમ અને સુખખાણ.

ઉપાસના જિનચરણની, અતિશય ભક્તિ સહીત;
મુનિજન સંગતિ રતિ અતિ, સંયમ યોગ ઘટીત.
ગુણપ્રમોદ અતિશય રહે, રહે અંતર્મુખ યોગ;
પ્રાપ્તિ શ્રી સદ્ગુરુવડે, જિન દર્શન અનુયોગ.

પ્રવચન સમુદ્ર બિંદુમાં, ઉલટી આવે એમ;
પૂર્વ ચૌદની લબ્ધિનું, ઉદાહરણ પણ તેમ. ૭.

વિષય વિકાર સહિત જે, રહ્યા મતિના યોગ:
પરિણામની વિષમતા, તેને યોગ અયોગ. ૮.
મંદ વિષય ને સરળતા, સહ આજ્ઞા સુવિચાર:
કરુણા કોમળતાદિ ગુણ, પ્રથમ ભૂમિકા ધાર.
રોક્યા શબ્દાદિક વિષય. સંયમ સાધન રાગ:
જગત ઇષ્ટ નહીં આત્મથી, મધ્ય પાત્ર મહાભાગ્ય.
નહીં તૃષ્ણા જીવ્યાતણી, મરણ યોગ નહીં ક્ષોભ:
મહાપાત્ર તે માર્ગના. પરમ યોગ જિતલોભ. ૧૧.
આવ્યે બહુ સમદેશમાં. છાયા જાય સમાઈ:
આવ્યે તેમ સ્વભાવમાં, મન સ્વરૂપ પણ જાઈ ૨,
ઉપજે મોહ વિકલ્પથી. સમસ્ત આ સંસાર:
અંતર્મુખ અવલોકતાં. વિલય થતાં નહીં વાર. ૨.

સુખધામ અનંત સુસંત ચહિ.
દિન રાત્ર રહે તદ્ ધ્યાનમહિં:
પરશાન્તિ અનંત સુધામય જે.
પ્રણમું પદ તે વર તે જય તે. ૨.

આણંદ. આસો સુદ ૧, ૧૯૫૨.

## મૂળમાર્ગ રહસ્ય.

ૐ

શ્રી સદ્ગુરુચરણાયનમઃ

મૂળ મારગ સાંભળો જિનનો રે.
કરી વૃત્તિ અખંડ સન્મુખઃ મૂળ૦
નોંય પૂજાદિની જો કામના રે.
નોંય વ્હાલું અંતર ભવદુઃખ. મૂળ૦ ૧.
કરી જો જો વચનથી તુલના રે.
જો જો શોધિને જિન સિદ્ધાંતઃ મૂળ૦
માત્ર કહેવું પરમારથહેતુથી રે.
કોઈ પામે મુમુક્ષુ વાત. મૂળ૦ ૨.
જ્ઞાન. દર્શન. ચારિત્રની શુદ્ધતા રે.
એકપણે અને અવિરુદ્ધઃ મૂળ૦
જિનમારગ તે પરમાર્થથી રે.
એમ કહ્યું સિદ્ધાંત બુદ્ધ. મૂળ૦ ૩.

લિંગ અને ભેદો જે વ્રતના રે,<br>
દ્રવ્ય દેશ કાળાદિ ભેદ;  મૂળ૦<br>
પણ જ્ઞાનાદિની જે શુદ્ધતા રે,<br>
તે તો ત્રણ કાળે અભેદ.  મૂળ૦ ૪.<br>
હવે જ્ઞાન દર્શનાદિ શબ્દના રે,<br>
સંક્ષેપે શુણો પરમાર્થ;  મૂળ૦<br>
તેને જોતાં વિચારી વિશેષથી રે.<br>
સમજાશે ઉત્તમ આત્માર્થ.  મૂળ૦ ૫.<br>
છે દેહાદિથી ભિન્ન આત્મા રે.<br>
ઉપયોગી સદા અવિનાશ;  મૂળ૦<br>
એમ જાણે સદ્‌ગુરુ ઉપદેશથી રે.<br>
કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ.  મૂળ૦ ૬.<br>
જે જ્ઞાને કરીને જાણિયું રે.<br>
તેની વર્તે છે શુદ્ધ પ્રતીત;  મૂળ૦<br>
કહ્યું ભગવંતે દર્શન તેહને રે.<br>
જેનું બીજું નામ સમકીત.  મૂળ૦ ૭.

જેમ આવી પ્રતીતિ જીવની રે,
જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ: મૂળ૦
તેવો સ્થિર સ્વભાવ તે ઉપજે રે,
નામ ચારિત્ર તે અણલિંગ. મૂળ૦ ૮.
તે ત્રણે અભેદ પરિણામથી રે.
જ્યારે વર્તે તે આત્મારૂપ: મૂળ૦
તેહ મારગ જિનનો પામિયો રે,
કિંવા પામ્યો તે નિજસ્વરૂપ. મૂળ૦ ૯.
એવાં મૂળ જ્ઞાનાદિ પામવા રે.
અને જવા અનાદિ બંધ: મૂળ૦
ઉપદેશ સદ્ગુરુનો પામવો રે.
ટાળી સ્વચ્છંદ ને પ્રતિબંધ. મૂળ૦ ૧૦
એમ દેવ જિનંદે ભાખિયું રે.
મોક્ષ માર્ગનું શુદ્ધ સ્વરૂપ: મૂળ૦
ભવ્ય જનોના હિતને કારણે રે,
સંક્ષેપે કહ્યું સ્વરૂપ. મૂળ૦ ૧૧.

સમાપ્ત.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮ | ૧૫ | લાકિક | લૌકિક |
| ૧૩ | ૩ | શુષ્કજ્ઞાના | શુષ્કજ્ઞાની |
| ૧૫ | ૮ | કથ્યા | કથ્યો |
| ૧૮ | છેલ્લી | મૂર્ખાનુ | મૂર્ખાનું |
| ૨૬ | ૮ | કેશુષ્ક જ્ઞાની | કે શુષ્કજ્ઞાની |
| ૪૨ | નીચેથી. ૬. | સંબધી | સંબંધી |
| ૫૨ | ૫ | રાકી | રોકી |
| ૫૪ | ૪ | શ્રુતજ્ઞા | શ્રુતજ્ઞાન |
| ૧૦૫ | ૨ | કરે | કરે |
| ૧૩૩ | ૧૫ | અત્ર | અત્રે |
| ૧૩૩ | ૧૭ | ચેટે છ | ચેટે છે |

| | | | |
|---|---|---|---|
| ૧૪૩ | ૪ | નઁહી | નહીં |
| ૧૬૦ | ૧૧ | શાહુત | શાહુત |
| ૧૬૩ | ૧૧ | નહી | નહીં |
| ૧૭૯ | ૭ | સમાકત | સમકિત |
| ૧૮૦ | ૧૪ | સા | સૌ |
| ૨૧૦ | ૧૩ | જેવ | જેવા |
| ૨૨૦ | ૯ | વેંદા | વંદા |
| ૨૨૩ | ૧૭ | વેંડુ | વડું |
| ૨૨૯ | ૨ | ખુટે | ખુટે |
| ૨૩૪ | ૧૧ | સંભેવ | સંભવ |
| ૨૩૮ | ૯ | ઇશ્વરતામ્ | ઇશ્વરતામ્ |